

# મામ હિંદી કોમોને ચેતવણી.



લેખક.

શ્રીયુત વાડીલાલ મોતીલાલ શાહ.

પ્રકાશક

"સ્વદેશ" કાર્યાલય.

# બે બોલ.

---

શ્રી કચ્છ દશા ઓશવાળ જૈન જ્ઞાતિનું વસ્તીપત્રક તેના પ્રગટ કર્તા તરફથી જાણીતા જૈન વિચારક શ્રી. વાડીલાલ મોતીલાલ શાહને એમના વિચારો જાણવા મોકલવામાં આવેલ. આખું વસ્તીપત્રક તપાસી એ ઉપરથી ઉપજતા વિચારો શ્રી. વાડીલાલ મોતીલાલ શાહે આ લેખમાં સમાવ્યા છે. આ વિચારો કેવળ એકજ જ્ઞાતિને નહિં પરંતુ સમસ્ત હિંદુ સમાજને લાગુ પડતા હોઇ, પ્રગટકર્તાએ એ લેખ અમને છાપવા મોકલી કરેલા ઉપકાર બદલ આભાર માની, મજકુર લેખ અમોએ અમારા "સ્વદેશ" પત્રના તા૦ ૯ મી, ૧૬ મી, ૨૩ મી અને ૩૦ મી જુન ૧૯૨૭ ના અંકોમાં ટુકડે ટુકડે પ્રગટ કરેલ છે. આ લેખ તમામ હિંદી કોમોને ચેતવણી રૂપ હોતાં એનો વિસ્તૃત ફેલાવો થાય એ હેતુએ આ આખોય લેખ એક પત્રિકા રૂપે પ્રગટ કરેલ છે.

આ અતિ ઉપયોગી લેખના લેખક શ્રીયુત વાડીલાલ મોતીલાલ શાહ એક જાણીતા જૈન લેખક છે એટલે એઓશ્રીના ઓળખાણ જૈન સમાજને તો ભાગ્યેજ કરાવવી હોય! વિચારોની મૌલિકતા, સ્પષ્ટતા અને સુંદર બળવાન ભાષામાં પ્રગટ કરવાની શૈલિ—આટલી બાબતમાં જૈન સમાજમાં તો વાડીલાલ અજોડજ છે. જૈન સમાજે આવા વિચારક અને લેખકની કદર કરવી રહી છે. હજી સુધી જૈન સમાજ એમની કીંમત સમજી શકયો હોય એમ અમારૂં માનવું નથી. એમને જૈન સમાજ સમજે અને જીરવે એજ પ્રાર્થના.

'સ્વદેશ' કાર્યાલય.
માંડવી—મુંબઇ.
તા. ૧—૭—૨૭.

પ્રકાશક.

કોમી પ્રશ્નને હમેશા રાષ્ટ્રીય દૃષ્ટિથી વિચારો

કાનુન હમેશાં રબર જેવા (ELASTIC) અને સર્વ સંજોગોને પહોંચી વળે તેવા રાખો.

કાનુનનો અમલ નિર્દય સખ્તાઇથી કરો.

જીંદગીની 'હકીકતો'ને છુપાવવા ના મથો.

—:(o):—

'વેલ' સુધારો, વેલ કરતાં વપુ અને વસ્તુની કિંમત વધારે ન આંકો.

—લેખક.



# તમામ હિંદી કોમોને ચેતવણી

કચ્છી દશા ઓસવાળ જૈન જ્ઞાતિનું બારીક વિગતો સાથેનું વસ્તી પત્રક હિંદની તમામ જ્ઞાતિઓના ભયંકર ભાવીનું ભાન કરાવે છે અને તમામને વખતસરની ચેતવણી આપે છે. જેમને કાન છે તેઓ **સાંભળે**, જેમને અક્કલ છે તેઓ **વિચારે**, જેમને હૃદય છે તેઓ **સાવધાન બને!**

કારણ કે, આ કોઇ કલ્પિત નવલકથા નથી; નથી કોઇ બીજા જન્મના સ્વર્ગ–નરકની વાતો કે નથી તરંગી સુધારાના ઉપદેશ. આ તો ખરી વસ્તુસ્થિતિના આંકડા, લોખંડી દીવાલ જેવી 'હકીકતો' કે જેનો ઇનકાર કે અવગણના કોઇ ભણેલો કે અભણ કરી શકેજ નહિ.

હિંદના પુરૂષો, સ્ત્રીઓ અને બાળકોની આજની **જીંદગીનો** આ આબેહુબ ફોટોગ્રાફ છે, કે જે ફોટોગ્રાફ તેઓની શરીર સંપત્તિ, સાધન સંપત્તિ, સંસાર સુખ તથા બુધ્ધિવિકાસનો જરા પણ અતિશયોકિત કે ન્યુનોકિત વગરનો સાચે સાચો ખ્યાલ આપે છે.

અને આ ભયંકર તથા ચ્હોંકાવનારો આયનો તો એવી એક કોમની સ્થિતિનું ચિત્ર આપે છે કે જે કોમ બીજી ઘણીખરી કોમો

કરતાં એકાદએ વધુ સગવડો **જન્મથી** ધરાવે છે. આ કોમ કચ્છ જેવા **તન્દુરસ્ત** દેશમાં જન્મી છે અને પ્રકૃતિથીજ **વ્યાપારને** વરેલી છે. તાત્પર્ય કે શરીરસંપત્તિ અને સાધન સંપતિ ઘણી ખરી જ્ઞાતિઓ કરતાં આ કોમમાં વધારે સારા પ્રમાણમાં હોવાની સગવડ સ્વાભાવિક રીતેજ છે.

અને એટલી વિશેષતા **વારસામાં** મળેલી હોવા છતાં એ કોમ આજે કઇ દશાએ પહોંચી ચૂકી છે? આ સાથેનું વસ્તીપત્રક પોતે બોલે છે કે :—

૧ મ્હોટો ભાગ ઉમર લાયક થવા પહેલાં બાલ્યાવસ્થામાંજ મરણ પામે છે; અને–

૨ જે પુરૂષો બાલ્યાવસ્થા વટાવી જવા ભાગ્યશાળી નીવડે છે તેમાંનો મ્હોટો ભાગ **ફરજ્યાત** કુંવારાપણું ભોગવે છે, અર્થાત્ પ્રજોત્પત્તિના સંભવો દિનપરદિન અને મ્હોટા પ્રમાણમાં ઘટતા જાય છે, જ્યારે મરણ પ્રમાણ વધતું જાય છે.

૩ પુરૂષ વર્ગનું સરેરાસ આયુષ્ય ૨૫ વર્ષનું છે! અને સ્ત્રી વર્ગનું પણ લગભગ તેટલુંજ! પુરૂષ વર્ગનો ૫૫ ટકા જેટલો ભાગ ૨૫ વર્ષની ઉમરે પહોંચતાં પહેલાં ગુજરી જાય છે અને બાકી રહેલા ૪૫ ટકા પૈકી માત્ર ૫ ટકાજ ૬૦ વર્ષની ઉમર જોઇ શકે છે. સ્ત્રી વર્ગની દશા એથીએ ખરાબ છે. ફકત ૪૫ ટકા જેટલી સ્ત્રીઓજ ૨૫ વર્ષ બાદ જીવવા પામે છે અને તે પૈકી પણ ૪૦ વર્ષ સુધી જીવવાનું તે ફકત ૨૩ ટકા સ્ત્રીઓના નશીબમાં હોય છે અને ૫૦ વર્ષનું જીવન ફકત ૧૩ ટકાના નશીબમાં! ૨૫ વર્ષની ઉમર વટાવી

જનાર આ નાનકડી સંખ્યા પૈકી પણ થોડી ને ઘણી ૬૧ ટકા વિધવાઓ હોય છે, માત્ર ૩૯ ટકા સધવાઓ અથવા કોમનું જીવન ટકાવી રાખવાની યોગ્યતાવાળી હોય છે. વિધવાઓની સંખ્યા કેટલી ઝડપથી વધતી જાય છેતે આ ઉપરથી જોઇ શકાશે કે, ૪૦ વર્ષ ઉપરાંતની સ્ત્રીઓમાં ૭૭ ટકા વિધવાઓ છે, ૫૦ વર્ષ ઉપરાંતની સ્ત્રીઓમાં ૮૫ ટકા વિધવાઓં છે અને ૬૦ વર્ષ ઉપરાંતની સ્ત્રીઓમાં ૯૦ ટકા વિધવાઓ છે.

આ આંકડાંઓ સાફ સાફ બતાવી આપે છે કે, પુરૂષો તેમજ સ્ત્રીઓ બન્નેની અને ખાસ કરીને પુરૂષોની જીવનદોરી છેકજ ટુંકી થતી જાય છે, વિધવાઓની સંખ્યા વધતી જાય છે જ્ઞાતિને જીવતી રાખવા માટે જરૂરની પ્રજોત્પત્તિજે થોડા સ્ત્રી-પુરૂષોથી થઇ શકે તેમ છે તેમને **ફરજ્યાત** કુંવારાપણું અને વિધવાપણું પ્રજોત્પત્તિ કરતાં અટકાવે છે. અને અધુરામાં પુરૂં, પ્રજોત્પત્તિ કરી શકે એવા પુરૂષોની ન્હાની સંખ્યા દિન પરદિન વધુ ન્હાની થતી જાય છે એટલુજ નહિ પણ તે ન્હાની સંખ્યામાં પણ ફરજ્યાત કજોડા ઘણાં હોઇ સંસારસુખ અને પ્રજોત્પત્તિના સંભવો ઓછામાં ઓછા થઇ જાય છે.

આ સંજોગો ૩-૪ દાયકામાં કોમની હૈયાતી નાબુદ કરનાર થઇ પડે તો આશ્ચર્ય છે?

જે સમુદાયમાં ૨૫ વર્ષની યુવાનીમાં સેંકડે ૬૧ જેટલી સ્ત્રીઓ વિધવા હોય તે કોમમાં નીતિનું રક્ષણ થવું શું શક્ય છે?

જે સમુદાયમાં ૧૬ થી ૨૦ વર્ષની ઉમરના ૬૦૭ યુવાનો પૈકી ૪૦૬ ને કુંવારા રહેવું પડતું હોય, ૨૧ થી ૨૫ સુધીની ઉમરના

૫૪૪ યુવાનો પૈકી ૨૧૭ ને કુંવારા રહેવું પડતું હોય, તે કોમ કેટલો વખત જીવી શકે? અને જ્યાં કેટલાકોને તો આખી જીંદગી ફરજ-યાત કુંવારાપણું સેવવું પડતું હોય ત્યાં નીતિ રક્ષણનો શો સંભવ?

જે કોમમાં નીતિના રક્ષણની આટલી બધી મુશ્કેલી ઉભી થઇ હોય તે કોમનું લોહી, ખાનદાની, મુશ્કેલીઓ સ્હામે ટકી રહેવાની શકિત, મગજ શકિત: આ સર્વ દિનપરદિન ભ્રષ્ટ થાય તો એથી આશ્ચર્ય કોણ પામશે?

એક વાત કદાપિ ભૂલવી જોઇતી નથી કે, વ્યકિતગત નીતિ એ કોઇ સ્વતંત્ર ચીજ નથી, એનો ઘણો આધાર સમાજની પરિ-સ્થિતિઓ પર જ હોયજ છે. હજારમાં એક અસાધારણ વ્યકિત બાદ કરતાં બીજા સર્વની નીતિ આસપાસના સંજોગોથીજ ઘડાય છે. આ સંજોગો અનુકુળ હોય તો વ્યકિતગત નીતિ ઉંચા પ્રકારની બનવા પામે છે અને પ્રતિકુળ હોય તો વ્યકતિગત નીતિ હલકા પ્રકારની બનવા પામે છે. જે સમાજમાં કેટલીક વ્યકિતઓને ફરજ્યાત ભૂખમરો વેઠવો પડતો હશે તે સમાજમાં ચોરી ઉભી થવાનીજ; ચોરી પોલીસની જરૂરીઆત ઉભી કરશે: પોલીસ આવતાં નવા ત્રાસો પણ આવવા-નાજ; અને પોલીસનો બીનજરૂરી ખર્ચ અને ત્રાસ વેઠી ચોરને પકડયા બાદ પણ ચોરી સાબીત કરવા માટે ન્યાયાધીશ, વકીલ વગેરેની જરૂરીઆત ઉભી થશે કે જેઓ પણ નવો ખર્ચ અને ત્રાસ લાવવાનાજ; છેવટે, ગુન્હો સાબીત થાય તો પણ ચોરને સજા માટે જેલ ઉભી કરવી પડશે કે જેના નિભાવનું ખર્ચ પણ પ્રજાને માથેજ હોય અને જેમાં પછી ઘણી વખત પ્રજા પૈકીના નિર્દોષ મનુષ્યોને પણ ધકેલાવાના પ્રસંગો ઉભા થવાનાજ. આટઆટલી પીડાઓ

માત્ર એકજ 'ભૂલ' ને પરિણામે થવા પામે છે; સમાજમાં કોઇ ભૂખ્યો રહેવા ન પામે એવી વ્યવસ્થાની જરૂર સ્વીકારવામાં ન આવી તેથીજ.

એક ભૂખ્યો કે રોગલો કે અશકત માણસ આખા સમાજને ભય રૂપ છે.

તન્દુરસ્ત, પોતાનું ગુજરાન પોતે હરકોઇ સંજોગમાં ચલાવી શકે એવા સમાજ માટે કોઇ કાનુનની, કોઇ પોલીસની, કોઈ નીતિઓની જરૂર ન પડે. પણ ભૂખ્યા, રોગલા, અશકત માણસથી આખા સમાજની રક્ષા થવા પામે એટલા માટેજ નીતિઓ, ધર્મો, સરકારો, કાયદાઓ વગેરે "સાધનો" રચવાં પડયાં હતાં.

જ્ઞાતિઓ એટલા માટેજ રચાઇ હતી.

દાન કરવું. દયા રાખવી, ધર્મશાળાઓ સ્થાપવી જ્ઞાતિબંધુને સહાય કરી ધંધે વળગાડવો, આ સર્વમાં 'પુણ્ય' છે એ **ભાવના** આ હેતુથીજ ઉત્પન્ન કરવામાં આવી હતી.

લાખો માણસની વ્યવસ્થા જોઇએ તેવી સુંદર રીતે ન રાખી શકાય તેથીજ સમાન સંજોગોમાં રહેતા મનુષ્યોની 'જ્ઞાતી'ઓ રચવામાં આવી હતી.

આજે પણ હિંદમાં તો **જ્ઞાતિ** નામની ભાવના **રાષ્ટ્ર** નામની ભાવના કરતાં **વધારે પ્રબળ** છે અને જૂદી જૂદી જ્ઞાતિઓનો ઉધ્ધાર દ્વારાજ પ્રજાકીય ઉધ્ધાર થવો શક્ય છે.

દેશી રાજાઓ તેમજ વિદેશી સરકારને પ્રજાવર્ગ **આરોગ્ય વિકાસ** અને **દીર્ઘાયુ** બાબતની કશી કાળજી ન હોવાથી આ કામ જૂદી જૂદી કોમોએ અને દેશનેતાઓએજ કરવાનું રહે છે.

અકાળ મૃત્યુ, લોહીનું ભ્રષ્ટ થવું અને તેથી રોગો અને અનીતિઓનું ઉત્પન્ન થવું મુખ્યત્વે કરીને **અયોગ્ય લગ્ન વ્યવસ્થાને** આભારી હોઇ, **એ મૂળ દોષને પહેલામાં પહેલો ટાળવો** એ પ્રત્યેક જ્ઞાતિનું અનિવાર્ય કર્તવ્ય છે.

લગ્ન કરવાને લાયક દરેક પુરૂષ અને સ્ત્રીને લગ્નની સગવડ અને છુટ હોવીજ જોઇએ.

**લગ્ન કરવાને ન લાયક** દરેક પુરૂષ અને સ્ત્રી ને લગ્ન કરતાં હરકોઇ રીતે અટકાવવાં જોઇએ.

એક કોમમાં લગ્ન કરવાને લાયક સ્ત્રીઓની સંખ્યા અને લગ્ન કરવાને લાયક પુરૂષોની સંખ્યા લગભગ સરખી ન હોય તો તે કોમે બીજી કોઇ કોમ સાથે મળી જવાનો પ્રયત્ન કરવો જોઇએ.

ઓછામાં ઓછા ૨૦ વર્ષની ઉમરે પહોંચ્યા પહેલાં કોઇ પુરૂષને અને ૧૫ વર્ષની ઉમર પહેલાં કન્યાને લગ્ન કે વિવાહ પણ કરવાની છુટ ન જોઇએ.

**ફરજ્યાત** વૈધવ્ય કોઇ પુરૂષને–કોઇ પણ ઉમરે ન હોવું જોઇએ: કારણ કે ફરજ્યાત વૈધવ્ય ગુપ્ત રીતે અનીતિ સેવવાની ફરજ પાડનાર થઇ પડશેજ. પણ વિધુરને વિધવા સાથેજ પરણવાની છુટ હોવી જોઇએ, કુમારિકા સાથે નહિ. અને તેવાં લગ્ન કોઇ ૫૦ વર્ષની ઉમરે કરે તો પણ ત્હેની હાંશી ન કરવી જોઇએ; કોઇપણ પ્રમાણિક કાર્યને વગોવવું ન જોઇએ. ઘણીએ વિધવાઓ ભૂખી મરે છે અને ઘણાએ મ્હોટી કે જઇફ ઉમરના વિધુરોને રસોઇ કરી આપનાર, બીમારી વખતે સાર સંભાળ લેનાર અને ઘર જાળવનાર ન હોવાથી

ચોતરફથી હેરાન થાય છે. એવા સંજોગોમાં મ્હોટી ઉમરની વિધવા મ્હોટી ઉમરના વિધુરથી પ્રમાણિકપણે લગ્ન કરી એક બીજાના સહાયક અને ટેકારૂપ થઇ પડે તેમાં ખોટું કાંઇજ થતું નથી, બલ્કે કોમમાંની બે વ્યક્તિ ઓનો નાશ થતો અટકે છે અને બીજાઓ ઉપર એ બેનો બોજો પડતો અટકે છે.

ન્હાની ઉમરની વિધવાને તો–સિવાય કે તે પોતે ઉંચામાં ઉંચા આદર્શ ખાતર સમજપૂર્વક વૈધવ્ય પાળી સંયમ ખીલવવા માગતી હોયા– લગભગ દરેક વિધવાને ફરી પરણવાની ફરજ પાડવી જોઇએ અને સગવડ કરી આપવી જોઇએ. એક યુવાન વિધવા આખી કોમના અને બીજી કોમોના પણ યુવાનો માટે ભય રૂપ છે, અને તેણીના સગાઓ ઉપર બોજા અને નિરંતર ચિંતાના કારણરૂપ છે એ કોણે પ્રત્યક્ષ નથી જોયું ? આપણે વધુ ઓખલાપણાનો ઢોંગ છોડી, સાચા–પ્રમાણિક થતાં શિખવું જોઇએ છે. જે કાંઇ વસ્તુસ્થિતિ અનુભવી રહ્યા હોઇએ તે ગમે એટલી કડવી હોય પણ ત્હેનો સ્વીકાર કર્યા વગર કાંઇ છુટકો છે ? આપણે લખપતિ હતા અને એક વ્યાપારમાં બધા પૈસા ગુમાવ્યા, એ સંજોગમાં ખુલ્લી રીતે આપણો દશા પલટો સ્વીકારી ગાડી ઘોડા અને મ્હોટા ખર્ચાં છોડી બદલાયલા સંજોગોને બંધબેસ્તી જીવન શૈલી પકડવી એ આપણને મદદગાર થઇ પડશે કે શ્રીમંતપણું કાયમ છે એવો ડોળ કરી ખર્ચો ચાલુ રાખવાની પ્રકૃતિ આપણને મદદગાર થઇ પડશે ? કઈ પ્રકૃતિ આપણને ખરેખર મદદગાર થઈ પડશે ? હકીકતને છુપાવવાથી કે હકીકતથી શરમાવાથી અને કલ્પિત ભયને વશ થવાથી તો આપણી સ્થિતિ ખરી આપત્તિથી જે દુઃખ થવું શકય હતું તે કરતાં પણ વધુ દુઃખમય બનવા પામશે. શ્રીમંતાઇ અલબત

સારી ચીજ છે, પણ શ્રીમંતાઇ ચાલી જતાં ગરીબાઈનો ભય રાખવો કે ગરીબાઇથી શરમાવું એ તો આપણા હાથેજ દુઃખ ઉત્પન્ન કરવા બરાબર છે. તેમજ આખી જીંદગી બ્રહ્મચર્ય પાળવું એ અલબત ઉતમોત્તમ છે, પણ એટલી તાકાદ આપણામાં ન હોવાથીજ આપણે **મર્યાદિત** બ્રહ્મચર્યનો સ્વીકાર કરીને લગ્નની સંસ્થા સ્થાપી હતી. જેની જોડી તૂટવા પામે ત્હેનાથી જો બ્રહ્મચર્ય ન પાળી શકાય તો તેવી સ્ત્રી કે પુરૂષ વ્યકિતએ પોતાને અને બીજાઓને ભ્રષ્ટ કરવા કરતાં અગર મનથી પ્રતિક્ષણ ભ્રષ્ટતા સેવવા કરતાં ખુલ્લી રીતે અને પ્રમાણિકપણે પોતાને ઉપયોગી થઇ પડે એવી વ્યકિતથી લગ્ન કરી લેવું એજ વધારે સીધો અને કાર્યસાધક ઇલાજ છે.

ડહાપણ એનું નામ છે કે જે (૧) **કુદરતી** પીડા અને **બનાવટી** પીડા બે વચ્ચેનો **તફાવત** બતાવે, (૨) જે કુદરતી પીડા આવી પડે **તે પહેલાં** ત્હેને અટકાવવાની અને આવી પડે ત્યારે તેનો ડંખ **ઓછામાં ઓછો** ત્રાસ આપી શકે એવી વ્યવસ્થા કરવાની દુરંદેશી અને ઇલાજ બતાવે, અને (૩) જે **બનાવટી** પીડાથી **હંમેશ બચતા રહેવાની** સાવધાની આપે.

આવું ડહાપણ જે મનુષ્યમાં કે સમાજમાં હોય તે કેવી રીતે જીવન જીવશે? જીવનદોરીને **તોડી** કે **સડાવી** દે એવાં કારણોથી બચવાની કાળજી રાખશે. એવું કારણ ખરેખર ઉત્પન્નજ થાય તો ત્હેને ગાળો દેવાને બદલે કે છુપાવવાને બદલે ત્હેની સ્હામે ટક્કર ઝીલશે. ધન, યુવાનીનું જોમ, ધાર્મિક જુસ્સો, ઇત્યાદિ શકિતઓને **કરકસરથી** એવી રીતે ખર્ચશે કે જેથી ઘડીભરના મિથ્યાભિમાનને કે મોહને તૃપ્ત કરવા જતાં દશઘણું દુઃખ ઉપજાવનાર પ્રત્યાઘાતને નોંતરવા જેવું, ન બને.

આટલું સાદું સત્ય જે મનુષ્ય કે જે સમાજ શિખશે તે જીવનને લગતા લગભગ તમામ કોયડા ફતેહમંદીથી છોડી શકશે.

આટલું સાદું સત્ય જે મનુષ્ય શિખશે તે ધનવાન હશે તો પણ લંપટ કે સુખશીળાઓ થવાની લાલચને દાબવાની ગરજ કરશે તથા ખોટાં માન પાછળ લગ્નાદિ નિમિત્તે કે કલ્પિત ધર્માદિ નિમિત્તે મ્હોટાં ખર્ચ કરવાની ઉશ્કેરણીને પણ વશ નહિ થાય.આટલું સત્ય જે માણસ શિખશે તે ધાર્મિક કેફ કે ખાનદાન કોમના કેફને વશ થઈ ફરજ્યાત વૈધવ્યના ઢોંગ તળે ગુપ્ત અનાચાર સેવવાની સ્થિતિ નહિજ સ્વીકારે; તેમજ પહેલા લગ્ન કે બીજા લગ્નથી વિષય સેવવાની સગવડ મળવા છતાં એ સગવડનો એવો ઉપયોગ નહિજ કરે કે જેથી બન્ને પક્ષને કમજોરી, બીમારી અને ઉપાધિ વધવા પામે.

પુરૂષને થતી સ્વાભાવિક વિષયવૃત્તિ વાજબી હદમાં તૃપ્ત થવા પામે અને જાતિની વેલ ચાલુ રહેવા પામે એ હેતુથી લગ્નની સંસ્થા યોજવામાં આવી હતી. ભૂખ્યો માણસ જેમ સમાજને ભય રૂપ છે તેમ જેને વિષયવૃત્તિ તૃપ્ત કરવાની સગવડજ નથી તેવી વ્યક્તિ પણ સમાજને ભય રૂપ છે. માટે એવી કોઇ વસ્તુસ્થિતિ ન થવા દેવી જોઇએ કે જેથી કોઇ પણ પુરૂષ કે સ્ત્રીને ફરજ્યાત કુંવારાપણું કે ફરજ્યાત વૈધવ્ય જીંદગી સુધી ખેંચવું પડે. તે સાથે જે સ્ત્રીપુરૂષો વિવાહિત જીંદગી ગાળતાં હોય ત્હેમની સ્હામે સંયમના પાઠ અવારનવાર ધરાતાજ રહેવા જોઇએ, કારણ કે સગવડનો જ્યારે દુરૂપયોગ થાય છે ત્યારે તે સગવડ મટીને અગવડ કે વિષ બને છે. આ કામ 'ધર્મ' સંસ્થાનું છે. છતાં અફસોસની વાત છે કે ધર્મગુરૂઓ આ ફરજનું ઉપયોગીપણું નથી સ્હમજી શકયા તેઓ હરકોઇ

પુરૂષ કે સ્ત્રીને આખી જીંદગી બ્રહ્મચર્ય પાળવારૂપ સાધુદિક્ષા લેવાનો આગ્રહ કરે છે; તેઓ બ્રહ્મચર્યની રક્ષાને બ્હાને ફરજ્યાત વૈધવ્ય પળાવવાનો આગ્રહજ માત્ર નહિ પણ દુરાગ્રહ પણ કરે છે;–પણ પરણેલાં સ્ત્રીપુરૂષોને વિષયસેવનમાં **સંયમી** બનવાની જરૂર પર તેઓ કદાપિ ભાર મૂકતા નથી,. ઉછેરી શકાય તેથી વધુ સંખ્યામાં સંતતી થવા ન પામે એ વાતની ચેતવણી આપવાની ત્હેમને ગરજ નથી; એમના દર્શને આવતા સ્ત્રીપુરૂષોનો સજાવટ તથા હાવભાવ જોવા છતાં કામજ્વરને ઉશ્કેરનારાં એ કારણોને ટાળવાની તેઓને દરકાર નથી,–અને વિધવાના લગ્નની વાત આવે છે ત્યારેજ તેઓ ખળભળી ઉઠે છે કે "ગજબ થયો" શીલનું સત્યાનાશ ગયું!"–જો કે વિધવાલગ્ન ન તો, આપણી મૂર્ખાઇઓના પરિણામે કે અકસ્માતે આણેલા વૈધવ્ય નામના રોગથી જે જે વિવિધ સત્યાનાશીઓ ઉપજે છે ત્હેમને **અટકાવવાનો એક માત્ર ઈલાજ** છે. સ્વદયા, પરદયા અને સમાજ-દયા એમ ફરમાવે છે કે દરેક પુરૂષ તેમજ સ્ત્રીએ પોતાની પરિસ્થિતિઓ અને પોતાની આંતરિક શક્તિનો વિચાર કરીનેજ લગ્નાદિ વ્યવહારો સેવવા, ખોટા મોહ કે મિથ્યાભિમાન કે ફરજ્યાત શાહુકારીના આધારે નહિ. આવા પ્રમાણિકપણા અને આવી દયાએજ પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવ પોતે સમાજની પહેલી વિધવા સાથે પરણ્યા હતા. આ લખનારે પોતે આખી જીંદગી શાસ્ત્રાભ્યાસમાં ગાળવા છતાં અને ખાનદાન કુટુંબમાં જન્મવા છતાં પોતાના વિધુર થયેલા ભાઇને માટે આવેલાં કન્યાઓનાં માગાંનો અસ્વીકાર કરી વિધવા સાથેજ ત્હેનું લગ્ન કરાવ્યું હતું. કેટલાક દોઢચતૂર લોકો, જેઓ દૂધમાં ને દહીંમાં એક સાથે પગ રાખવા ઇચ્છે છે તેઓ, કહેવા લાગ્યા છે કે બાળલગ્ન અને

વૃદ્ધવિવાહ અટકાવવો એટલે પુનર્લગ્નની જરૂરજ પડશે નહિ.—કેમ જાણે બાળલગ્નની અટકાયતથી યુવાન સ્ત્રીના પતિને અમરપટો ન મળતો હોય! ભોળા લોકો! મૃત્યુ અને અકસ્માતો મનુષ્યના નસીબમાંજ લખાયાં છે. ૮ વર્ષની કન્યા હો વા ૨૦ વર્ષની નવ પરણેત સ્ત્રી હો, એની દયાથી એના પતિ પર મૃત્યુ ધસી આવતું અટકતું નથીજ. અને ૨૦ વર્ષે કે ૩૦ વર્ષે વિધવા બનેલીને ઉદર નિર્વાહની જરૂર, વિષય તૃપ્તિની પ્રમાણિક સગવડ અને રક્ષણ તથા દિલાસાના સ્થાનની જરૂર તો એકસરખીજ છે. આ જીંદગીની 'જરૂરીઆતો'ને છુપાવવી એ માત્ર ધુંધવાતી આગ પર ટોપલો ઢાંકવા જેવી મૂર્ખતાજ છે.

કલ્પનાથી નહિ પણ સંજોગો અર્થાત્ જરૂરીઆતો મુજબ સમાજનીતિઓ ઘડાય. સુધારકો જ્યાં મુદ્દલ નહોતા એવા પ્રાંતમાં મ્હેં એક જૈન જાતિ જોઇ છે કે જે જાતિમાં એક પતિ હયાત છતાં હેને છોડી સ્ત્રી બીજા પુરૂષને પતિ બનાવી શકે છે. આજે આપણને આ પ્રથા ઘણી ભયંકર લાગશે, પણ આ એક જૈનજાતિમાં સૈકાઓ થયાં ચાલુ કરાયલી પ્રથા છે અને થોડાં વર્ષો પહેલાં મ્હે પોતે એ પ્રથા છોડાવી હતી. સંજોગોએજ એ પ્રથાને જન્મ આપ્યો હતો, અને મ્હેં તે પ્રથા છોડાવી તે પણ બદલાયલા સંજોગો જોઇનેજ. પ્રથા જન્મી ત્યારે જૈન ધર્મ નડયો નહોતો. અને પ્રથા નાબુદ કરવામાં મ્હેં જૈન ધર્મનો આધાર લીધો નહોતો. ધર્મ તો માત્ર બ્રહ્મચર્યની કિંમત અને આદર્શ આપણી સમક્ષ ધરે છે. તે કાંઇ પરણવા કે કુંવારા રહેવાનું ફરમાન કરતો નથી અને કરે તો તે મુજબ આપણે વર્તી શકીએજ નહિ. કેટલા મનુષ્યો ધર્મની આજ્ઞા મુજબ આખી જીંદગી સ્ત્રી, ભોજન વગર કે ધનને અડકયા વગર રહી શકશે?

વ્યવહાર તેમજ મોક્ષ સાધવામાં શક્તિ પાયારૂપ છે, અને વિષય સેવન–પછી તે વિવાહિત સ્થિતિમાં થતું હોય કે અવિવાહિત સ્થિતિમાં–શકિતના વ્યય કરવાથીજ થઇ શકે છે.

**માટે** હરેક સ્થિતિમાં જેમ બને તેમ વિષય સેવનની ઇચ્છા પર અંકુશ મેળવતા રહેવું એટલુંજ માત્ર ધર્મનું કથન છે. ફરજ્યાત વૈધવ્યથી કે ગેરવ્યવસ્થાને લીધે પાળવા પડતા કુંવારાપણાથી કાંઇ વિષયસેવનની ઇચ્છાપર અંકુશ આવી જતો નથી. એથી તો ઉલટો મનુષ્ય પોતાની સ્થિતિથી અસંતુષ્ટ અને બીજાઓની સ્થિતિ પ્રત્યે ઇર્ષાળુ બની આખરે આંધળીઆં કરવાની સ્થિતિમાં આવી પડે છે અને પોતાને તથા સમાજને નુકસાન કરનાર થઇ પડે છે. હદપારના અંકુશો હમેશાં જ્વાળામૂખી પ્રગટાવનાર થઇ પડે છે. ડહાપણ ભરી વ્યવસ્થા તે છે કે જેમાં સઘળી પરિસ્થિતિઓને સ્પષ્ટ જોવામાં આવે અને પ્રમાણિકપણે સ્વીકારવામાં આવે તથા ઘટીત સ્થાન આપી એનો સદુપયોગ કરવામાં આવે. આપણા ઘરમાં સોનું છે તેમ ગાય ભેંસ રાખ્યા હોય ત્હેનું છાણ અને મૂત્ર પણ છેજ; હવે જો કે છાણ–મૂત્રની અપેક્ષાએ સોનું વધારે કિમતી ચીજ છે એ વાત સ્વીકારીએ છીએ પણ તેથી કાંઇ એમ સાબીત નથી થતું કે છાણ–મૂત્ર 'નકામા' પદાર્થ છે. છાણને ખાતર તરીકે કે બળતણ તરીકે ઉપયોગમાં લઈ શકીએ છીએ. બુદ્ધિમાન પ્રજા કોઈ ચીજને 'નકામી' જવા દેતી નથી. આપણે તો એવા બુધ્ધિમાન છીએ કે રંડાયલી સ્ત્રીને 'નકામી'જ માત્ર નહિ પણ 'બોજા' રૂપ અને 'ભય રૂપ' બનાવીએ છીએ ! ૨૫ વર્ષ ઉપરાંતની ૧૦૦ સ્ત્રીઓમાં જ્યાં ૬૧ વિધવા હોય ત્યાં બોજો, ભય, કલેષ એ બધાનું પૂછવુંજ શું ? ત્યાં

પછી કુટુંબનું પોષણ કરનાર યુવાન કે જે આજના મુશ્કેલ ધંધાદારીના જમાનાની ચિંતાઓથી બળજળી રહેલો તો હોયજ ત્હેને ગૃહકલેશ ધીમા ક્ષયમાં ખેંચી જાય એમાં આશ્ચર્ય શું ? શું વિધવાઓની હયાતી લાંબે સરવાળે ઘરના સ્થંભ રૂપ પુરૂષના વિનાશનું અને પરિણામે કોમના નાશનું કારણ નથી થઇ પડતી ? શું ધર્મ અને ખાનદાની આવો વિનાશ વ્હોરવા માટે લીધાં હતાં ?

* * * *

હવે ધંધાની સ્થિતિ તપાસીએ. જૈન કોમની જાહોજલાલી વ્યાપારને લીધે હતી. ભવ્ય મંદીરો, લગ્ન પ્રસંગનાં લખલૂટ ખર્ચો, તીર્થ યાત્રાઓ, દિક્ષાના મહોત્સવો, સ્ત્રીઓ પર લધાતાં ઝવેરાતો; આ સર્વ ઉભરાઇ જતી લક્ષ્મીનાં પરિણામ માત્ર હતાં અને એ લક્ષ્મીનું મૂળ વ્યાપાર હતું. આજે વ્યાપારનો રસકસ વિદેશીઓના હાથમાં ગયો છે. અને જે છાલ ગોટલા બચે છે તે માટે તમામ હિંદી કોમો વચ્ચે પડાપડી અને મારામારી ચાલે છે. વેપારીની રીતો બદલાઇ ગઇ છે. આજ સુધી એમ બનતું કે દેશીનામું શીખેલો કોઇ માણસ કડણ દીલનો થઇ રંગુન કે આફ્રિકા જતો તો ત્યાં કરકસર, મહેનત અને ધીરજને પરિણામે ધન કમાઇ શકતો. આજે એ ત્રણ સાધનો પુરતાં નથી થતાં. આજે તો છેલ્લામાં છેલ્લી વેપારી પદ્ધતિઓ જાણવી જોઇએ, પુરતી મુડી જોઇએ છે અને બુધ્ધિ પૂર્વક અને હરીફાઇ કરવાની શકિત જોઇએ છે. વેપારનું વાહન થઇ પડેલી અંગ્રેજી ભાષાનું સારૂં સરખુ જ્ઞાન તો આજે લગભગ દરેક ધંધા માટે આવશ્યક થઇ પડયું છે. આખી દુનિયાની બજારોની પ્રતિક્ષણ બદલાતી સ્થિતિ અને રાજકીય ઘટનાઓ પર ધ્યાન આપ્યા સિવાય

કોઇ મ્હોટા વ્યાપાર સહી સલામતીથી કરી શકાતાજ નથી. એ સંજોગોમાં જે કોમમાં દર હજારે માત્ર રા માણસોજ મેટ્રીકથી આગળ વધી શકયા છે અને દર સેંકડે માત્ર ૩ા માણસોજ સ્હેજ સાજ અંગ્રેજી શીખવા પામ્યા છે. તથા પ્રાથમિક ગુજરાતી શિક્ષણની બાબતમાંય સેંકડે ૪૦ ટકા તો કમનસીબ રહી જાય છે, તે કોમની વ્યાપારી આબાદીની આશા આ કથનનો પુરાવો આપે છે. આંકડા બતાવે છે કે આજે આ વેપારી કોમમાં માત્ર ૧૯ ટકા જેટલાજ પુરૂષો વેપારમાં રહી શકયા છે, બાકીનાઓ નોકરી, મજુરી નામમાત્રની ખેતી તથા નામ માત્રના પરચુરણ ધંધા તથા નિરૂદ્યમીપણામાં સબડે છે. અને જે ૧૯ ટકા જેટલા પુરૂષો વ્યાપારમાં ટકી રહયા છે તેઓની સ્થિતિ પણ પવન વચ્ચે તરખલા તુલ્ય છે. શ્રીમંતાઇ અને નિશ્ચિત પણું એ બે તો હવે સ્વપ્નની વાતો થઇ ગઈ છે.

આ સંજોગોમાં **બે કામ** કરવાની જરૂર છે: એક તો, કોમની રહી સહી લક્ષ્મીનો અમુક હિસ્સો બચાવી રાખવાની, તથા. એ હિસ્સા વડે કોમના યુવાનો પૈકી વધુમાં વધુ બુધ્ધિશાળી જણાય ત્હેમને પદ્ધતિસરની વ્યાપારી તાલીમ તથા બીજી તાલીમ મળે એવી સગવડો આપવાની.

પણ તે બને કેમ ?...ચાલો આપણે તપાસ કરીએ કે જૂની પ્રકૃતિ કે રીવાજમાંથી કોઇ કાર્યસાધક રસ્તો મળી શકે છે ?

કચ્છી, મારવાડી આદિ પ્રજાઓની એ પ્રકૃતિ છે કે તેઓ વિદેશ જઇ, ધન સંપાદન કરી દેશમાં ધન મોકલે છે. પણ એ ધનનો અમુક ભાગ દાટી રાખવામાં આવે છે, અમુક ભાગ ભવ્ય મકાનો બાંધવામાં અને અમુક ભાગ વાહવાહ માટેનાં જમણો કે દાનોમાં ખર્ચાય છે

–એટલા માટે કે તેઓની જાહોજલાલી લોકોના જોવામાં આવે અને કન્યા પ્રાપ્તિ તથા માનપ્રાપ્તિની સુગમતા થાય. આ માત્ર 'મોહ' છે. લાંબે સરવાળે એથી એ રળનારાઓને તેમજ કોમને લાભ નહિ પણ ગેરલાભજ થવા પામે છે. જે પદ્ધતિ લાભદાયક છે તે એ છે કે, પોતાની જરૂરીઆત કરતાં અમુક પ્રમાણમાં વધુ ધન એકઠું થાય એટલે માણસે પરદેશના વેપારને મુદ્દલ છોડી તે જગાએ પોતાની કોમના કોઇ યોગ્ય પુરૂષને ગોઠવી ત્હેને આગળ વધવાનો ચાન્સ આપી પોતે વતનમાં હમેશનો વસવાટ કરવો જોઇએ. આથી, બચવા પામેલું ધન ભવિષ્યની વ્યાપારી ઉથલપાથલના અકસ્માતોથી રક્ષાશે. પોતાની જીંદગીનો પાછલો ભાગ **નિશ્ચિંત રીતે** અને **તનદુરસ્ત વાતાવરણ**માં ગુજારવાનું સદ્‌ભાગ્ય મળશે. અને રળવાની દરકાર વગરના એવા થોડાઓ કોમના વ્હાણને ચલાવનાર સુકાની બનવાથી કોમની રક્ષા અને પ્રગતિ નિયમિત રીતે કરવાનું શકય બનશે. ધન વગરના ત્યાગીઓ કરતાં ધનવાળા પણ રળવાની જરૂરીઆતથી છુટેલાઓ જો સમાજોદ્ધાર માટે સમાજ વચ્ચે રહેવા લાગે તો વધારે સુંદર અને ત્વરિત પરિણામ આવેજ.

માત્ર વેપારીઓજ નહિ પણ ડાકટરો વકીલો વગેરે પણ પરદેશવાસ દરમ્યાન સુખી સ્થિતિ આવ્યેથી વતનમાં જઇ પોતાની સેવાઓ પ્રજાને કે રાજ્યને આપે એ જરૂરી અને બન્નેને લાભ કારી છે. જીવનની કીંમત નાણાંથી આપનારા ભણેલાઓ તેમજ અભણો બન્ને જબરો આત્મદ્રોહ કરે છે. આરામ, ફુરસદ, નિશ્ચિંતપણું, તનદુરસ્ત વાતાવરણ, કુદરતની સોબત, શક્તિઓનો ઓછામાં ઓછો વ્યય કરવો પડે એવી પરિસ્થિતિઓ, કાંઇ પણ ભલાઇ પોતાને મુશ્કેલીમાં મુકયા

સિવાય કરી શકાય અને દીલનો સંતોષ માણી શકાય એવા સંજોગો આ બધું કાંઇ ધનના ઢગલા કરતાં ઓછું ઇચ્છવા જોગ નથીજ. હું અત્યારે 'પરોપકારનો' ધાર્મિક ઉપદેશ કરતો નથી, હું તો માત્ર મનુષ્યના પોતાના સુખની અપેક્ષાએ વાત કરૂં છું, એમ બતાવવા માટે કે પોતાના સુખની પણ સાચી દૃષ્ટિ મેળવનાર માણુસ આપો આપ આખા સમાજને હિતકર થઇ પડે છે. હું ધન ફેંકી દેવા કે આપી દેવા કહેતો નથી, કે પ્રવૃત્તિ માત્ર છોડી દઇ ખુણે બેસવાની વાત કરતો નથી, પણ સાદું કુદરતી સત્ય કહું છું કે જેમ એક મશીન અમુક મુદત સુધી કામ આપ્યા પછી રાહત માંગે છે તેમ ડાહયા મનુષ્યે અમુક મુદત સુધી અને અમુક પરિણામ ઉપજાવતાં સુધી બ્હાર ભટકી ઉગ્ર પ્રવૃત્તિ સેવ્યા બાદ એ જીવન શકિતનો અને શાન્તિનો ભોગ લેનાર પ્રવૃત્તિને પોતેજ છોડીને વતનમાં વસવું અને આનંદપૂર્વક ઓછી મહેનતે સમાજ સેવા થતી હોય એવી પ્રવૃત્તિ વડે શારીરિક તેમજ માનસિક આરોગ્ય જાળવવું. આ એકજ સાદું સત્ય શિખાય તો કોઇ પ્રાંતમાં પરદેશી અમલદારો, પરદેશી શિક્ષકો અને પરદેશી વેપારીઓની હાજરી ન રહેવા પામે, અને માત્ર એકજ જ્ઞાતિને નહિ પણ સર્વ જ્ઞાતિઓને આરોગ્ય, રક્ષણ, ન્યાય અને સહાય મળવા પામે. ટુંકમાં, **કાયમનો પરદેશવાસ તથા કાયમનો ધંધાનો મોહ : એ બે વ્યકિતને તેમજ સમાજને ચુસનાર મ્હોટામાં મ્હોટી બલાઓ છે.**

મ્હેં ઘણા એવા દાખલા પ્રત્યક્ષ જોયા છે કે જેમાં એક મનુષ્ય છેકજ કંગાલ હાલતમાં મુંબઇ કે બીજે સ્થળે જતી વખત એમ માનતો કે જો હું દશ હજારની રકમ મેળવી શકું તો સ્વર્ગીય સુખ માનું, અને પછી લાખ, પચાસ લાખ કે બે પાંચ ક્રોડ મળવા છતાં

એને વતન કે નિવૃત્તિ કે શાન્તિ કે સેવા કશું યાદ આવતું નથી. ભાગીદાર, સરકાર, અકસ્માત, મુનીમ કે પોતાનોજ પુત્ર જ્યારે બધું ધન ખલાસ કરે છે ત્યારેજ ત્હેની આંખ ઉઘડે છે–પણ રંડાયા પછીનું ડહાપણ શું કામનું? સારા વખતમાં વેપારીએ નાણાંની વ્યવસ્થા અને હિસાબની દેખરેખ જાતેજ કરવી જોઇએ, અને કુટુંબીઓ ગમે તેટલા પ્રિય હોય તે છતાં એમના હાથમાં ઘણું ધન મૂકી એમને ઉડાઉ, સટ્ટાબાજ તથા વ્યસની બનવાની સ્થિતિમાં ન મુકવા દેવા જોઇએ, તથા જાહોજલાલીના મધ્યમાંજ વેપાર છોડી વતનમાં જવાની સાવધાની રાખવી જોઇએ, તથા જામેલો ધંધો ફોગટ જવા ન પામે એટલા માટે ધંધાની જરૂરવાળા પુત્ર કુટુંબી કે જ્ઞાતિજનને પસંદ કરીને ત્હેને પોતાની મુડીનો માત્ર અમુક હિસ્સોજ ધીરીને એ ધંધો તે સ્વતંત્ર રીતે કરે એમ વ્યવસ્થા કરવી જોઇએ. આમ થતું હોત તો આજે હરેક કોમના કેટલાએ લખોપતિઓના ધનનો મ્હોટો ભાગ કોમમાં ટકી રહેવા પામ્યો હોત અને તે વડે તેઓ પોતે તથા કોમના ગરીબો સુખી થવા ઉપરાંત છોડાયલા ધંધાથી કેટલાએ બીજાઓને વધવાનો માર્ગ મળ્યો હોત.

આજે જ્યારે ધંધા માત્ર પાયમાલ થયા છે અને હજી વધારેને વધારે ઉથલપાથલના સંભવો નજરે પડે છે ત્યારે કમમાં કમ જેઓ બહુ સારી સ્થિતિમાં છે તેઓ વતનમાં જઇ રહે અને બચવા પામેલી દોલતનો ચોથો હિસ્સો કોમમાં શિક્ષણ પ્રચાર કરવા પાછળ તથા વાજબી વેપાર માટે મુડીની જરૂરવાળા જાતીલાઓને વાજબી શરતે ધીરધાર કરવામાં રોકે, તો પોતાનું તેમજ કોમનું કેટલું બધું હિત સાધી શકે!

આ વાત કદાપિ ભૂલવી જોઇતી નથી કે જો જ્ઞાતિ સંસ્થા કાયમજ રાખવી હોય તો યોગ્ય બંધારણ તો જોઇશેજ; અને અમુક સુંદર નિયમો ઘડયા એટલે બંધારણ થઇ ગયું એમ સમજવાનું નથી: બંધારણ ઘડવામાં જેમ અનુભવી માણસો જોઇએ છે તેમ બંધારણ ચલવવા માટે સશકત માણસો અવશ્ય જોઇશેજ. પગારદાર, ભૂખ્યા, તક શોધતા, લાગવગ કે ભયને નમવુંજ પડે એવી સ્થિતિવાળા માણસોથી કોઈ બંધારણ ચલાવી, ટકાવી, કે સુધારી નહિજ શકાય. તે કામ માટે તો 'ધરાયલા' 'ફુરસદ'વાળા અને જેને કોઇનો ભય કે શરમ રાખવાની ગરજ જેવું ન હોય એવા મનુષ્યોજ —અને માત્ર એવા મનુષ્યોજ—કામ લાગે. અને એટલાજ માટે મ્હેં અમુક સંજોગો આવ્યા પછી વ્યાપારાદિ છોડવાની અને વતનમાં જઈ રહેવાની જરૂરીઆત પર આટલો ભાર મૂકયો છે.

'કોન્ફરન્સ' એક ઈલાજ છે, પણ તે પરદેશી છોડ આપણા દેશની જમીનમાં બરાબર ફાલી શકતો નથી એ આપણે ઘણી વખત જોઇ શકયા છીએ. કોમના ડાહ્યામાં ડાહ્યા અને સશકત થોડા માણસોને એકઠા કરી એક મહાજન સ્થાપવામાં આવે અને આજની પરિસ્થિતિઓને બંધ બેસતા ધારાધોરણ યોજી એ યોજનાનો વ્યવહારૂ અમલ થવા પામે એવી ગોઠવણ કરવામાં આવે તો તેથી કોન્ફરન્સ અને મહાજન બન્ને સંસ્થાઓથી મળવા યોગ્ય લાભ મળી શકશે. એવી ગોઠવણ જલદી કરવામાં આવે તોજ રક્ષાનું કાર્ય અશકય બનતું અટકશે.

ધ્યાનમાં રહે કે જે હીલચાલ ધારા આપે છે તે જો રક્ષા અને સહાય ન આપી શકે તો ધારા કદાપી પળવાના નહિંજ. પોતાના ધન અને શરીરનું જતન કરવા સાથે જેઓ બીજાઓ પર સત્તા

ચલાવવા બહાર પડે છે તેઓ કોઇ કાળે કોઇ સુધારો દાખલ કરી શકવાનાજ નહિ. એવી કોઈ પ્રજા નથી કે જેને માટે એકાદ બે મનુષ્યો ધનથી અને તનથી મથતા હોય તે છતાં તેઓની ઇચ્છા મુજબના ધારા ધોરણને પાળવા પ્રજા આનાકાની કરે. પોકળ ઉપદેશ અને સત્તાલોલુપીપણાથી થતી ઢીલચાલોજ સુધારકાર્યને અશકય બનાવે છે.

ભણેલા જો એમ માનતા હોય કે તેઓ તો માત્ર ભાષણ કે લેખ કે સલાહ આપવાજ બંધાયલા છે અને નહિ કે ધન, શ્રીમંતો જો એમ માનતા હોય કે તેઓ તો માત્ર કાનુનો ઘડવા અને આજ્ઞાઓ કરવાજ જન્મ્યા છે અને બહુ તો લાખોની મુડીમાંથી થોડા સોંક થોડા હજાર આપીને ક્રોડોની વાહવાહ ખરીદવાને હકકદાર છે,—તો કોઇ કોમ કે કોઇ દેશ યુરોપી રાક્ષસથી બચી શકશેજ નહિ, દરેક હિંદી પ્રથમ સાધન રહીત થશે, પછી નિરંતર ચિંતાને લીધે બુધ્ધિ ગુમાવશે, પછી શરીરે છેકજ વામનજી અને હાંડપીંજર બની કીડાની સ્થિતિમાં મૂકાઇ જશે. એ સ્થિતિમાંથી પછી કોઇ પ્રજા ગમે તેટલા ખર્ચે અને ગમે તેટલી અકકલ વડે પણ સજીવન કરી શકાતીજ નથી. અને એવી સ્થિતિ આવવા કરતાં તો એકાદા યુધ્ધ કે મરકી-દ્વારા આખી પ્રજા એક સપાટે નાશ પામે એ ઓછું ખેદજનક થઇ પડે. જેઓ વેપાર નિમિતે દુનિયામાં ભટકવાથી અને જેઓ ઉચ્ચ કેળવણી દ્વારા જીંદગી અને જગતનું વિશાળ સ્વરૂપ જોવા પામ્યા છે તેમણે તો હવે વ્યકિત ભકિતને સ્થાને સમષ્ટિ ભાન ખીલવવુંજ પડશે. જે બૉ-દલેવીઝમ દરેક શ્રીમંતને અને દરેક સરકારને ધ્રૂજાવી રહયો છે તે વસ્તુત: શું ચીજ છે? ફરજયાત સમષ્ટિભાન! જેઓ સહમજીને સમષ્ટિભાન

ન કેળવી શકે ત્હેમને લૂંટીને સમષ્ટિભાન ઉત્પન્ન કરવાનો ફરજ્યાત કાયદો એજ બૉલ્શેવીઝમ છે. માણુસ સ્હમજીને વિષયવૃત્તિ પર અંકુશ રાખતાં નહિ શિખે તો વિષય સેવનથી આવતી નિર્બળતા અને દરદો એને ફરજ્યાત રીતે સ્ત્રીથી દૂર રાખશેજ; અને ઉપરથી વેદના અને ખર્ચ સહેવાં પડશે. આ તો જીંદગીની કરકસરનો સાદો કાનુન છે, એ કાંઇ ઉપકાર કે ધર્મની વાતો નથી.

આજકાલ માણુસ ધર્મ, પુણ્ય, પરોપકારની વાતો કરવામાં બહુ શૂરો થયો છે. હું અનુભવથી કહું છું કે આજ માણુસ જાતનો મ્હોટામાં મ્હોટો 'રોગ' છે, સડો છે, આત્મદ્રોહ અને જગ ઠગાઇ છે. પરોપકાર જેવી કોઇ ચીજ નથી. માણુસ પોતાનો સ્વાર્થ સમજે તોય બહુ છે. માણુસ બ્રહ્મચર્ય વ્રત લે છે કે સાધુદિક્ષા લે કે તપ આદરે છે તે શું પોતાનાજ કલ્યાણ માટે નથી કરતો? અને તે છતાં કેટકેટલી ધુમધામ, આડંબર, જાહેર ખબર અને ખર્ચ કરાવે છે? જાણે જગતને તારી દીધું! જન્મ કે લગ્ન પ્રસંગે ધામધુમ થાય છે તે શું વ્યકિતગત અભિમાનનું કાર્ય નથી? હું જન્મયો કે પરણ્યો તેથી બીજાઓનું શું કલ્યાણ થયું કે જેથી આટલી બધી ધામધુમ કે હોહા કરવાની હોય? એક માણુસ પરીક્ષામાં પાસ થાય છે કે એકને સરકારી ખીતાબ મળે છે ત્યારે તે પોતે ત્હેના લાગતા વળગતાઓ છૂપી રમત રમી કોમ તરફથી માનપત્રના મેળાવડા કરે છે એ શું મિથ્યા અભિમાન અને ખોટો મોહ નથી? માણુસોને બધું જોઇએ છે, છોડવું કાંઇ નથી પાલવતું! "બધાની મિલ્કતમાં મ્હારો ભાગ, મ્હારી મિલ્કત મ્હારી આગવી!" આ ટુંકી દ્રષ્ટી, આ મોહ આ પામાર વ્યકિતભાન આખા સમાજના ક્ષયનું મૂળ કારણ છે. એ મૂળ રોગ જો ટળે તો જે કોમમાં એક પણ શ્રીમંત અને એક બુદ્ધિમાન

હોય તે આખી કોમનો પુનરોધ્ધાર થવો જરાકે મુશ્કેલ ન હોય. જેમ રળવું અને ખાવું જરૂરનું છે તેમજ ઝાડે જવું પણ જરૂરનું છે; ભરાયા પછી હલવાનું આવશ્યક છે, તનદુરસ્તીની શરત રૂપ છે, નહિ કે પરોપકાર! તેમજ પ્રવૃત્તિ બાદ 'ફુરસદ'ની જીંદગી અને ખર્ચવાનીજ મોઝ; એ મનુષ્યની આરોગ્યતાની જરૂરીઆત છે, નહિ, કે પરોપકાર.

જે મૂરખાઓ આ સ્વાર્થની સાદી વાત પણ નથી સ્હમજી શક્યા તેવાઓ માટેજ ધર્મશાસ્ત્રોએ સ્વર્ગનાં સુખોની લાલચ બતાવી હતી! નહિ તો શું તનદુરસ્ત માણસ ઝાડે ફરવાની ક્રિયા શું સ્વાભાવિક રીતે અને ખુશમીજાજથી નથી કરતો?

જ્ઞાતિ સંસ્થા ઇચ્છવા જોગ હો વા ન હો, પણ આજે જ્ઞાતિ-સંસ્થા જીવે છે અને ક્રોડો મનુષ્યોનાં જીવન પર નિરંતર અસર કરે છે એ 'હકીકત' તરફ આંખમીચામણાં ન જ કરી શકાય. કોમી નેતાઓએ જ માત્ર નહિ, પણ દેશનેતાઓ, સુધારકો, દેશી રજવાડાઓ અને બ્રિટિશ સરકારે પણ આ સંસ્થાને પ્રજાકીય તંદુરસ્તીનું તન-દુરસ્ત સાધન બનાવવા બનતું કરવું જોઇએ. રાજ્ય અને કોમી નેતાઓ કોઇ પણ કોમમાંથી મરણ પ્રમાણ ઘટાડવાના અને શિક્ષણ પ્રચાર કરવાના કામમાં સહકાર કરી શકે છે. દેશી રાજ્યો પોતાની પ્રજા પૈકીના જેઓ દેશાવરમાં વ્યાપાર કે વિદ્યા દ્વારા આગળ વધવા પામ્યા હોય ત્હેમને રાજ્યમાં આવવા લલચાવી શકે છે. એક કોમના નેતાઓ ભાઇબંધ કોમોના નેતાઓથી સહકાર કરી ટુંકી નાતોને એકત્ર કરી શકે છે. ટુંકમાં, સહકારના ઘણા રસ્તા છે. પણ સો વાતની એક વાત આ છે કે, વેપાર આદિ પ્રશ્નોની માફક કોમના

રક્ષણ અને વિકાસનો પ્રશ્ન પણ આખો દિવસ એજ કામ પાછળ લાગી રહેતા નેતાઓ માંગે છે, કે જેઓ વળી કુશાગ્ર બુદ્ધિ, વિશાળ અનુભવ અને સાગર જેવું દિલ ધરાવતા હોય અને કોમી પ્રશ્નને પોતાના જીવનનો પ્રશ્ન બનાવી શકતા હોય. વેપારનું કે રાજ્યનું, કોમનું કે મુક્તિનું-કોઇ કાર્ય-જ્યાં સુધી હેને જીવનનો પ્રશ્ન બનાવીને ન કરવામાં આવે ત્યાં સુધી પાર પડી શકેજ નહિ આજસુધી દરેક કોમમાં માત્ર જ્ઞાતિ સંસ્થાની નિંદા કરવાના કે પ્રશંસા કરવાનાંજ કામ થયા છે અને બહુ તો અહીં તહીં અને લાંબે અંતરે થીગડાં દેવાતાં રહ્યાં છે. પણ આભ ફાટે ત્યારે થીગડાં દેવાતાં નથી ! દરીઓ પૂરવો હોય તો કાંઇ લાંબે લાંબે અંતરે એકાદ ટોપલી માટી જ્યાં ત્યાં ફેંકવી કામ લાગતી નથી. **વ્યવસ્થાપુર્વક** અને **સતત્** કાર્ય **પૂરતાં સાધનો સાથે** અને **ડહાપણ ભરેલે રસ્તે** થાય તોજ પરિણામ ઉપજાવી શકાય.

અહીં હું અટકીશ. હું ધારૂં છું કે એક કોમી વસ્તીપત્રકના આ મૂળ તરીકે આ લેખ બહુ લાંબો ગણાય. પણ જ્યારે મ્હારા પરની શ્રધ્ધાથી મ્હને એક કામ સોંપવામાં આવે ત્યારે મ્હારે એ કામ પુરતી કાળજીથી અને વિશાળ દ્રષ્ટિથીજ બજાવવું જોઇએ. વળી એક જ્ઞાતિને માટે જે જરૂરનું છે તે પ્રાયઃ તમામ જ્ઞાતિઓ માટે જરૂરનું છે, જેથી આ પ્રસંગે વિસ્તાર થવાના ભયને દાદ આપવાની જરૂર નથી જોઇ. હું આશા રાખું છું કે આ અવલોકન આ કોમ તેમજ અન્યાન્ય કોમો મનપૂર્વક વાંચશે અને તે ઉપર અમલ કરવા પ્રયત્ન કરશે. ભાઇ લોકાયા એ કોમી વસ્તી પત્રક બનાવવા પાછળ લીધેલી તકલીફ અને કરેલા ખર્ચનું એવું પરિણામ આવે એમ હું અંતઃકરણથી ઇચ્છું છું.





# સ્વદેશ અને કર્મભૂ

## ગ્રાહકોને ખાસ લા

| વાર્ષિક લવાજમ. | ખાસ |
| --- | --- |
| —(::)— | ૯ |
| પોસ્ટ ખર્ચ સાથે | દોઢ રૂપીઆ-<br>ભેટનું પુર |
| હિંદુસ્થાન : રૂ. ૬—૦—૦ | દોઢ રૂપીઆ<br>દિવાળી |
| હિંદ બહાર : રૂ. ૮—૮—૦ | દર અઠવાડીએ<br>વાંચન |
| છુટક નકલ બે આના. | |

સ્વદેશ ઓફીશ : માંડવી મુંબ

Printed and published by B. N. Mehisheri
Printing Press for Swadesh Karyalaya of The
ing and Publishing Co. Gaya Building, Musi
Mandvi, BOMBAY.